# રમણ કાવ્ય





લેખક
સ્વ. રમણલાલ રણછોડલાલ
ગોળવાળા, નડિયાદ.



સ્વર્ગસ્થ શેઠ રમણલાલ રણછોડલાલ ગોલવાળા, વડગાદી-મુંબઈ.

# રમણ કાવ્ય.

સ્વર્ગવાસી ભાઈ રમણલાલ રણછોડલાલ
ગોળવાળાનાં રચેલાં કાવ્યોનો સંગ્રહ.

શ્રીમાન્ શેઠ રણછોડલાલની આજ્ઞાથી
છપાવી પ્રસીદ્ધ કરનાર
બુલાખીરામ રણછોડ પંડયા.
ડાકોર.

સંવત ૧૯૭૭. સને ૧૯૨૦.

પ્રથમાવૃત્તી. પ્રત. ૫૦૦.

મૂલ્ય ૦—૪—૦

॥ શ્રી ॥

# સ્વર્ગવાસી ભાઇ રમણુલાલ રણછોડલાલ ગોળવાળાના જીવનની સંક્ષિપ્ત

# રૂપરેખા.

મહાન પુરૂષોનાં આદર્શ જીવનચરિત્રો જગતમાં ચિરસ્થાયી હોવાનું કારણ તેઓનાં અપૂર્વ પરાક્રમો, અને જનસમૂહના તરફ પ્રેમ અને ઉપકારની લાગણીઓથી તેમનાં અંતઃકરણ ઓતપ્રોત થયેલાં હોય છે. અને પોતાના સહવાસમાં આવનાર દરેક વ્યક્તીના ઉપર તેઓ અનન્ય પ્રેમની દ્દષ્ટિથી નિહાળી દરેકનો પ્રેમ સંપાદન કરે છે. તેવા પુરૂષો આ સંસારમાં ઘણો થોડો વખત રહે છે, છતાં પણ તેઓ પોતાનું નામ અમર કરી જાય છે. ભાઇ રમણુલાલ ઉપર જણાવેલાં લક્ષણોવાળા અને દરેકના ઉપર અનન્ય પ્રેમ રાખનાર હોવાથી તેઓની ટુંકી જીંદગીમાં પણ અમર નામ

કરી ગયેલા છે. તેઓનો જન્મ સંવત ૧૯૫૧ ના કાર્તિક વદ તેરશના રોજ થયેલો હતો. પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય તે પ્રમાણે એક વર્ષની અંદર તેઓ ચાલતાં શીખી ગયા અને બે વર્ષની અંદરમાં પોતાના કાલાકાલા બોલોથી માતાપિતાનું દીલ રંજન કરવા લાગ્યા, પરંતુ કમનસિબે બે વર્ષની ઉંમર થતાં તેમની માતાનો અચાનક સ્વર્ગવાસ થયો, અને તેથી કરી તેમનું લાલનપાલન કરવાનો સર્વ ભર તેઓના પિતાનાં માતુશ્રીને માથે આવી પડયો માતાના અવસાન વખતે તે બીલકુલ અણસમજણા હોવાથી તેઓ પોતાનાં વડીઆઇને પોતાનાં ખરાં જન્મદાતા સમજી તેઓના લાડકોડમાં ઉછરવા લાગ્યા. વડીમાતાના હૃદયમાં પણ પૂર્ણ વાત્સલ્યભાવ પ્રકટી નીકળ્યો. ત્હેના પ્રત્યક્ષ પુરાવા તરીકે તેઓના સ્તનમાંથી દુધનો અખૂટ ઝરો ઉભરાવા લાગ્યો. અને તે પયપાનથી ભાઇ રમણલાલ મસ્તપણે ઉછરવા લાગ્યા. પાંચ વર્ષની ઉમ્મર થતાં તેમના દાદા શેઠ ભોગીલાલ

ઝવેરદાસની સાથે તેઓ કાશી જગન્નાથ વિગેરેની જાત્રાએ ગયા હતા. અને પોતાના બાળ સ્વભાવથી તથા કાલી કાલી ભાષાથી પ્રવાસના સ્થળો વિગેરેમાં અવનવી વસ્તુઓનું અવલોકન કરી તે તે સંબંધે પ્રશ્નો પુછી સર્વના દીલને રંજન કરતા હતા. તેટલી નાની ઉમ્મરમાં તેમની અવલોકન શક્તિ તથા તે સંબંધી પ્રશ્ન પુછવાની તેઓની અપૂર્વ બુદ્ધિથી સર્વે તેઓના તરફ ઘણા પ્રેમથી નિહાળી તેઓની શંકાઓનું સમાધાન કરતાં હતાં. યાત્રામાંથી ઘેર આવ્યા પછી તેમને ગુજરાતી સ્કુલમાં શરૂઆતનો અભ્યાસ કરવા સારૂ નિશાળે મુકયા. અને થોડા વખતમાં સાધારણ આંક તથા બારાખડી વિગેરેનું જ્ઞાન તેઓને થઈ ગયું. તેમની સાત વર્ષની ઉમ્મર થતાં તેઓએ તેમના પીતા રા. શેઠ રણછોડલાલ સાથે હિન્દુસ્થાનની મુસાફરી કરી, અને પાછા નડિયાદમાં આવી ગુજરાતી અભ્યાસ શરૂ રાખ્યો. તે અરસામાં તેમના પિતાને કલકત્તે જવાનું થયુ ત્યાં પણ તેઓ તેમની સાથે ગયા. અને ત્યાં પણ પોતે ગુજરાતી અભ્યાસ જારી

રાખ્યો. અને સાથે ઇંગ્રેજી અભ્યાસ પણ શરૂ કર્યો. દશમે વર્ષે નડિયાદમાં ઇંગ્રેજી સ્કુલમાં દાખલ થયા. અને તેજ વર્ષમાં પિતાની સાથે અમૃતસર ગયા હતા. આ પ્રમાણે વખતોવખત જુદે જુદે સ્થળે મુસાફરી કરવા છતાં પણ તેઓના અભ્યાસમાં ખલલ પડતી નહી કારણ તેઓના પિતા સાથે રહીને પણ પોતે પોતાનો અભ્યાસ જારી રાખતા હતા. અમૃતસરમાં તેમના પિતા શરીરે દુઃખી થઈ જતાં તેઓએ પોતાના તનમનથી સેવા કરી પિતૃભક્તિ સાદર કરી હતી. અગીયારમે વર્ષે નડિયાદમાં તેમનું લગ્ન કરવામાં આવ્યું તે વખતે શેઠ રણછોડલાલે ઘણા ઉમંગથી ધામધૂમ કરી હતી. ભાઈ રમણલાલે ઇંગ્રેજી અભ્યાસ ઘણા ઉત્સાહપૂર્વક શરૂ રાખી મેટ્રીક સુધીનો અભ્યાસ કર્યો હતો. અને સાથે સાથે ડ્રોઇંગની ત્રણે ગ્રેડની પરિક્ષામાં પણ પૂર્ણ ફતેહમંદ થયા હતા. તેમનું ડ્રોઇંગનું જ્ઞાન ઘણું ઉત્તમ હતું. અંગકસરતમાં પણ તેઓ ઘણા પ્રવિણ હતા. મેટ્રીકની પરિક્ષામાં સફળ નહિ થવાથી તેઓએ પિતા સાથે મુબાઇ

રહી, વ્યાપારમાં સામેલ થયા. અને તેમાં ખંત પૂર્વક લક્ષ આપવા લાગ્યા. નામદાર મહારાજા એડવર્ડના રાજ્યારોહણ પ્રસંગે દીલ્લીદરબારમાં પણ તેઓ પિતા સાથે ગયા હતા. ડ્રોઇંગ સંબંધી વધારે જ્ઞાન મેળવવામાં તેઓ જીજીભાઇ આર્ટ-સ્કુલમાં વિસમે વર્ષે દાખલ થયા અને તેમાં પણ કેટલીક સફળતા મેળવી. એકવિસમા વર્ષથી પિતા સાથે વ્યવહારમાં પૂર્ણપણે ભાગ લેવા લાગ્યા, અને પિતાના શિરનો બોજો પોતાને માથે ખેંચી લીધો. બાવીસમે વર્ષે નડિયાદમાં પ્રથમ ખડાયતા કોન્ફરન્સ મળી, તેમાં તેઓએ ઘણો આગળ પડતો ભાગ લીધો હતો. અને પોતાની જ્ઞાતિમાં સારા સુધારાઓ દાખલ કરાવવા તેઓ પૂર્ણ પ્રયત્ન કરતા હતા. તે અરસામાં શેઠ રણછોડલાલે ડાકોરમાં રંગભુવન નામનું મકાન સ્ટેશનરોડ ઉપર બાંધવા માંડયું હતું. તેનું વાસ્તું સંવત ૧૯૭૪ ના શ્રાવણ વદી ૧૨ ના રોજ ભાઇ રમણુલાલના હસ્તથી કરવામાં આવ્યું. તેમનાં સાવકી માતા તેમનાથી ફક્ત ચાર વર્ષેજ મોટાં હતાં; પરંતુ

પોતે તેમના ઉપર પોતાની સગી માતાના જેટલોજ પ્રેમ રાખતા હતા અને તેઓની સાથે હળીમળીને વર્તતા હતા. નવાં શેઠાણી પણ તેમના ઉપર પોતાના પુત્રના જેટલોજ પ્રેમ રાખતાં હતાં. ચોવીસમે વર્ષે તેમનાં ઓરમાન માનું અવસાન થતાં તેઓના હૃદયને ઘણોજ શોક થયો. થોડા વખતથી શરીરમાં ઘાણુ પેઠો હતો, અને તેમાં આ આકસ્માતિક ફટકાથી તેઓની તબીયતમાં એકદમ બીગાડો થઇ આવ્યો. શેઠ રણછોડલાલે તેમના માટે ઘણા પૈસાનો વ્યય કરી ઉપચારો કર્યા તેથી તબીયતમાં કાંઇ સુધારો થયો. તેમના જન્મ પહેલાં શેઠ રણછોડલાલ વડનગર પાસે ઉંટાઇ ગામે ગયેલા તે વખતે ત્યાં શ્રી લાખેશ્વર મહાદેવની બાધા તેઓએ રાખેલી તેને બીજે વર્ષે ભાઇ રમણલાલનો જન્મ થયો હતો. તે બાધા તેઓ સરતચૂકથી વિસરી ગયેલા. અને આ મંદવાડ વખતે તે વાતનું શેઠને સ્મરણ થવાથી બીજી આડી બાધા રાખી- અને મંદવાડ મટતાં તે બાધા ભાઇ રમણલાલેને સાથે લેઈ કરી આવ્યા. લાખે-

શ્વર મહાદેવની બાધાથી ભાઇ રમણુલાલનો જન્મ થયો હતો, એમ માની તેમને કેટલીક વખત લાખાના ઉપનાથી પણ બોલાવવામાં આવતા હતા. મંદવાડમાંથી ઉઠયા પછી તેઓનું શરીર સારૂ થવા માંડયું હતું. અને તેમના આરોગ્યનાં પૂર્ણ લક્ષણો જણાવા માંડયાં હતાં. પણ તે અરસામાં મુંબાઈમાં ઇન્ફ્લુએન્ઝાનો જીવલેણ વ્યાધી ચાલતો હતો. તેમાં તેઓ સપડાઇ જતાં સંવત ૧૯૭૬ ના માગશર સુદી ૫ ના રોજ આ ફાની દુનિયાનો ત્યાગ કરી પોતાના પિતાને તથા પોતાની અપુત્ર-વધુને અનાથ કરી શ્રીહરિના શરણમાં પોતે ચાલ્યા ગયા.

તેઓ પૂર્ણ આગ્રહી, કામ કરવામાં ખંતિલા અને ઘણા પ્રેમાળ અને મીલનસાર પ્રકૃતીના હતા. તેઓને ગાયનનો તથા વાજીંત્ર વગાડવાનો પણ ઘણો શોખ હતો. તેમજ કવિતા પણ ઘણી સારી લખી શકતા હતા. તેઓએ પ્રસંગે પ્રસંગે લખેલી કવિતાઓના કેટલાક છુટા છુટા પેપરો સંગ્રહેલા

તેમાંથી ઉતારો કરી તેને પુસ્તકના આકારમાં છપાવા શેઠ રણછોડલાલભાઇની ઇચ્છા હોવાથી તેને આ સાથે છાપવા પ્રયત્ન કરેલો છે. તેમાં કેટલીક કવિતાઓ તો ઉંચા પ્રકારનાં કાવ્યોજ છે. તેઓએ જુદે જુદે પ્રસંગે સમાલોચક, ખડાયતા મિત્ર વીગેરે માસિકોમાં તથા બીજા પેપરોમાં પણ લેખો છપાવેલા છે. અને તે લેખો વાંચનારના હૃદયને ખેંચી શકે તેવા છે.

તેઓ પોતાની પાછળ કાંઇ સંતતી મુકી ગયા નથી. તેઓને સંતતી માટે પ્રબળ ઉત્કંઠા હતી. અને તે કારણે તેઓએ એક કવિતામાં પોતાના ઉદ્ગાર ઉતારેલા છે. તે આ પ્રમાણે.

મુજ બારણે નથી પારણું તે કારણે ભોગો ત્યજયા,
કંકર ગણ્યા શંકર સમા દેવો ગણી પથ્થર ભજયા.

તેઓની વહુને શ્રીમંત આવ્યુંજ નહોતું. તેમના પિતાએ તેમને બીજી વખત લગ્ન કરવા આગ્રહ કરવા છતાં પણ તેઓએ તે તરફ પૂર્ણ અણગમો બતાવ્યો હતો. એક પત્નિ હયાત હોવા

છતાં બીજી વખત લગ્ન કરવા તરફ તેઓને ધીક્કાર હતો. પોતાની ઓરમાન માના મર્ણ બાદ પિતાને ફરી લગ્ન કરવા તેઓએ સંમતી આપી હતી.

તેઓને ઐતિહાસિક, સામાજીક તથા ધર્મનાં પુસ્તકો વાંચવાનો તથા સંગ્રહ કરવાનો ઘણો શોખ હતો. તેઓ પોતાની ટુંકા વખતની જીંદગીમાં પણ આ દુનિયાના દરેક વૈભવો ભોગવી પોતાને હાથે ઘણાં ધર્મનાં તથા પરમાર્થનાં કાર્યો કરી સારી નામના મેળવી આ દુનિયાનો ત્યાગ કરી ગયેલા છે. તેઓના અવસાનથી શ્રીયુત શેઠને તથા તેમના કુટુંબને કારી જખમ લાગ્યો છે. ઇશ્વર તેઓના આત્માને શાન્તિ આપો. અસ્તુ.

ડાકોર<br>
અશાડ શુકલ એકાદશી<br>
સંવત ૧૯૭૬.

લીઃ ભાઇ રમણલાલના<br>
અવસાનથી દુઃખી થયેલ<br>
બુલાખીરામ રણછોડ<br>
પંડયા

# પુત્ર વિરહથી શેઠ રણછોડલાલના

## હૃદયના દુઃખોદ્‌ગાર.

### હરિગીત.

શાં સુખને સંભારવાં,
શાં દુઃખને વિસારવાં;
જીવતર હવે બાકી રહ્યું
વસમા દિવસને ગાળવા;
ઘડી ભર તું મોડો આવતો
જોઇ વાટ હું બેસી રહું,
તે જીંદગીભર જોઉં નહિ
ઉદ્‌ગાર દીલ કોને કહું. ૧

મીત્રો તણો તું માનીતો
ને લાડીલો સ્નેહી તણો,
તુંજ નેહથી ગમતો બધે,
સૌને હતો વ્હાલો ઘણો;
તું દેવ જેવો દેવ તે
મુજ ઘેર ક્યાં આવી ચઢયો,
પાવન કર્યું મુજ ઘર પછી
શાને અરે ભુલો પડયો. ૨

પજવે મને સૌ લોક
હું કોને કહું દુઃખ આકરૂ,
તુજ દેહ જાતાં દેહ મ્હારી
રાખીને હું શું કરૂં;
હોજો હજારો દુઃખ માથે,
જીંદગી ભર સૌ કંઇં,
પણ પુત્રના વિયોગનું
દુઃખ કોઇને હોશો નહી. ૩

ભૂમિ અને લક્ષ્મિ હતી વળી
પુત્ર સ્ત્રી સુખ સૌ હતાં,
સુખ સૌ હવે જાતાં રહ્યાં
તરૂણી તનય બન્ને જતાં;
ઓછુ પડયું શું તુજને
છોડી ગયો મુજને દુખી,
કયાં જૈ રહ્યો ઓ બાળુડા
કોને કર્યાં તેં તો સુખી. ૪

ઉંચે સ્વરે બોલી કહી
મુજ માન તેં લોપ્યુ નહિં,
એ ગુણને કયમ વિસરૂ
દુખમાં દીલાસો કંઇ નહિ;
દીલનો હતો તું રાજવી,
રાજા કુંવર નહિ રીઝતો,
એથી અધીક તું લાડમાં
મુજ વાસમાં ઉછર્યો હતો. ૫

તલવાર ને બંદુકનો
શોખીન તું પૂરો હતો,
તે શોખ તેં પુરા કર્યો,
પછી શીદને પાછો હઠ્યો;
વાજીંત્રના રણકારમાં
મસ્તાન તું રહેતો હતો,
દુશ્મન તણી છાતી તુટે
ત્યમ સુખથી ગાજી જતો. ૬

હતુ મહેલ સમ રહેવા તણું
ઘર શોખથી બંધાવીયું,
એ મહેલ તો સુનો પડયો
દીલ દુઃખથી રંજાડીયું;
તુજ કારમી કાયા અરે
પલમાંહી ભસ્મ થઈ ગઇ,
સુવર્ણ સરખા દેહની
જગમાંહી હસ્તી ના રહી. ૭

મુંજ રંક કેરૂ રત્ન તું
છુટી પડયું મુજ ગાંઠથી,
કયાં ખોળ હું ત્હારી કરૂં
મળવા તણો સંભવ નથી;
દિન રાત ત્હારા શોકમાં
કયાંથી હવે સુખ આવશે,
બેહાલ ત્હારા બાપના
ઓ બાલુડાં તું કયાં હશે. ૮

દુનિયાં તણા દાંતે ચવાયો
ને ગવાયો ગામથી,
હું રાંકડા માર્યો ગયો
થયો નષ્ટ હું તો નામથી;
કોણે હશે તપ આદર્યાં
હરવા તને મુજ પાસથી,
કોનાં વસાવ્યાં ધામ તેં
ભાગી જઇ મુજ પાસથી. ૯
તજવો હતો ત્હારે મને
તો કેમ મુજ ઘર આવિયા,
મુજને રીઝાવી પ્રથમ
અંતે રોવરાવીને ગયો.
તુજ નામ તેં અમર કર્યું
સુવાસ બહેકાવી ગયો,
રોવા રહ્યો હું અભાગેયો
જીવિત વિનાનો ના થયો ૧૦

દશરથ પિતાને ધન્ય છે
કે પુત્ર પ્રેમ પિછાનીયો,
જો કે હતા પુત્રો બીજા
પણ રામ વિરહ નહી સહ્યો;
જીવિત છતાં પણ રામના
વિયોગના વિરહે કરી,
પ્યારો ગણ્યો નહિ પ્રાણને
પોતે દીધો પળમાં તજી ૧૧

મારે નથી કોઈ પુત્ર કે
પુત્રી પછાડી તુજ વિના
પણ પ્રાણ ના ત્યાગી શકયો
એ કૌતુકો કળિયુગના;
તું અંધનો આધાર મ્હારો
દૂર મ્હારાથી થતાં,
હું પ્રાણ ત્યગી ના શકયો
કમભાગ્ય એ મ્હારાં ઘણાં. ૧૨

દીલનો સખી હું તે છતાં
પણ વજ્રની છાતી થઇ,
દુખિયો છતાં પણ તુજ વિના
મેં પ્રાણ છોડાયો નહી;
મરવા થકી પણ તું મને
મળશે નહીં એ સત્ય છે,
તેથી ડરૂ તન ત્યાગતાં
અપયશ લઇ આ જગ વિશે. ૧૩

મરવા થકી મળવા તણો
જો મંત્ર સાચો હોય તો,
દરકાર છોડી દેહની
તુજ પાસ આવ્યો હોતતો;
પણ છે કૃતી કીરતારની
નશ્વર જગત નિપજાવ્યું,
જે જે ગયું આ જગતથી
તે સર્વ તે માંહી મળ્યું ૧૪

તુજ માત જાતાં તું ગયો
તુજ સ્નેહ તો સાચો થયો,
હું વજ્ર છાતીનો ઠર્યો
તે દુઃખ જોવા ના મર્યો;
તુજ માતના સ્નેહે કરીને
તાતને ત્યાગી ગયો,
દીલનો દયાળુ તો હતો
તે કેમ નિર્દય તું થયો. ૧૫

મ્હોટો થયો ત્હોયે તને
શિર હાથ હું પંપાળતો
એ હાથ તો સુના પડ્યા
દુખ હું હવે સંભાળતો,
માતા પિતા સંભાળજો,
એ બાળ આવ્યો તમ કને;
રીસઇ ગયો મારા થકી.
ઓછું પડ્યું શું એહને, ૧૬

## સોરઠા.

વ્હાલો લાગે વેશ મ્હને તો તાહરો;
ભગવાં પ્હેરી વસ્ત્ર થયો દિવાન તું.

ગાયનથી ગુલતાન ગજાવી તેં સભા:
તે દિન નહિ ભૂલાય અરે ઓ બાલુડા.

તું તો મ્હારો રામ માહરો કાનુડો;
ને મ્હારો પ્રલ્હાદ પ્રભુનો લડિલો.

વિસર્યો ક્યમ વિસરાય ઘડીભર તું અરે:
એવી પળ નહિ જાય સ્મરણવિણ તહરા.

લી૦
હૃદયભગ્ન
રણછોડલાલ ગોળવાળા.

॥ ૐ ॥

# રમણ કાવ્ય.



## અથ મંગળ.

### ઉપજાતી.

રમ્યે પ્રભાતે આજે સુણાયે,
રણકાર નૂતન વર્ષનો થાયે,
મણકાસમાં કિર્ણો ભાનુ કે કે,
છોટમ હર્ષાનિલ લહેરી મ્હેકે:
લાવે સુકિર્તી નિજ સ્નેહી મધ્યે,
ડગ તમ જીવનન બને નિર્વિઘ્ને,
લક્ષ્મિ અને આયુષ્ય વૃદ્ધિ પામે,
લાલની ઉર્મી ચાંહી વિરામે. ૧

અનુષ્ટુપ.

મનોરથો થાયે પૂરા, અર્પું હું અભિનંદન;
વર્ષ આ નૂતને આજે, પ્રભુને કરી વંદન. ૨

---

પદ. (ધનાશ્રી)

મત કરતું અભિમાન,
મનવા મત કરતું અભિમાન,
હરિ ચરણે ધર ધ્યાન,
મનવા મત કરતું અભિમાન. ટેક.
લક્ષ ચોરાશી ફેરા ફરીને,
માનવ દેહ તું માન. મનવા. ૧
માનવ દેહના ખટ રિપુને,
તજી દેને તું નિદાન. મનવા. ૨
કાયા તારી કાચનો કુંપો,
જાશે ફુટી હે અજાણ. મનવા. ૩
વિષ ભરેલા વિષય સુખોને,
માન તું સ્વપ્ન સમાન. મનવા. ૪

પદ. (ધનાશ્રી)

જુઠી દીઠી પ્રીત અવનીમાં,
જુઠી દીઠી પ્રીત,
ભ્રાત ભગિની નિજસુત દારા,
સૌનું સ્વાર્થિ ચિત્ત. અવનીમાં.
સગાં સહોદર સૌએ સ્વાર્થી,
સ્વાર્થી જગની રીત. અવનીમાં. ૧

---

હરિગીત.

આ કારમા સંસારમાં
સુખ છે નહિ ઘડી ચારનું.
આશા અને માયા તણા,
બંધન વિષે બંધામણું.
નિત નિત જડાયે જંજીરો,
જંજાળની આ જગ્તમાં.
છે એક સાચુ શરણુ સબળુ,
શ્રી હરિનું જગ્તમાં. ૧

## બેવફા આશકને.

ગજલ.

અમો દિલબર દિવાનાનું,
થઇ તુજ વસ્લમાં મશગુલ;
કદર નહિં તું જરા જાણે,
બને શું બેવફા હરદમ. ૧

કીધા કંઇ કોલ આ દિલને,
અજબ ખાહેશ ભર રાખી;
નહિં ઉમેદ બર આણે,
બને શું બેવફા હરદમ. ૨

સીતમગારી કરી જાલીમ,
અમે તુજ મહોબતે ખંજર;
થઇ બેજાન છતાં જાને,
બને શું બેવફા હરદમ. ૩

બન્યો ગાફીલ મુસાફિર તું,
તજી રાહે સનમ જીગર;

થઇને મસ્ત મસ્તાને,
બને તું બેવફા હરદમ. ૪
ગુમાવ્યો નેકીનો દામન,
બદીની ઝીંદગાનીમાં;
ઝુકાવ્યું સર તેં તુફાને,
બને શું બેવફા હરદમ. ૫
જહાંના એશો અશરતને,
કર્યો રૂખસત અમે દીલથી;
ન આશાયેશ દિલ માને,
બને તું બેવફા હરદમ. ૬
અમીરીની ફરામોશી,
કરી મેં આ ફકીરીથી;
ફરૂં તન્હા બીચા બાને,
બને શું બેવફા હરદમ. ૭
શમાની રોશની ઉપર,
અઝીઝ જાને શું પરવાના;

કરૂં આ જાન કુરબાને,
બને તું બેવફા હરદમ. ૮

નહિ પરવા બેદરકારી,
કરી અખત્યાર અરે દિલબર;
કહું કયાં આ શિકાયતને,
બને કયાં બેવફા હરદમ. ૯

રહેમ દીલી કરી મુજપર,
લઇ પેગામ આ દીલનો.
કરીમા કહે તું આશકને,
બને તું બેવફા હરદમ. ૧૦

તા. ૧૩-૧૦-૧૯૧૮.
વિજયા દશમી } રમણુ.

---

બનાવું બાગનો માળી
ચહે તે પુષ્પ ચુંટી લે,
ધરાઇને સુગંધીમાં,
ગમે તે માલ લુંટી લે. ૧

---

---

અરે ઓ નયનના તારા,
કરો પાવન આ મંદરને,
બિછાવું પુષ્પની સૈયા,
સુવાડુ શ્યામ સુંદરને.

---

## —: પ્રેમ પ્રસંશાઃ —

પદ (કાલીંગડો.)

પ્રેમનો મર્મ કોથી નવ કળે. ટેક૦

પ્રેમ જ્ઞાનની પાઠશાળામાં
જે જન અધ્યયન કરે,
તે સમજે કંઇ મર્મ પ્રેમનો
અવર થકી નવ વળે. પ્રેમનો. ૧

પતંગ પ્રેમે પ્રાણ સમર્પે,
દીપ શિખામાં બળે,
પ્રાણ તણી પરવા નહિ રાખે,
તે એ પંથે પળે. પ્રેમનો. ૨

ચકોર ચક્ષુ સ્થીર કરીને
ચંદ્ર પ્રતિ ચિત ધરે,
સતી પતિ સંગે ચીતામાં
દેહ સમર્પણ કરે. પ્રેમનો. ૩
પ્રેમ મંત્ર કોઇ વિરલા જાણે
જે એ પંથે પળે,
પ્રેમ પ્રેમ પોકારી મુરખા
વ્યર્થ લવારો કરે. પ્રેમનો. ૪

---

## પ્રેમ નિરાશા.

### હરિગીત.

જાચ્યો નહિં જે રાજથી
તે તુંથી આવ્યો જાચવા,
મરતાં મુખે બોલ્યો નહિં
તે તુંથી આવ્યો માગવા;

તુજ પ્રેમમાં ઘેલો બની
તુજ સ્નેહનો ભિક્ષુક થયો,
આવ્યો હું ત્હારે આંગણે
નીરાશ થઇ પાછો ગયો. ૧

જેણે દીધો છે જન્મ તે
જનની ત્યજી ત્હારો થયો,
ત્હાયે ન દીધો હાથ ત્હારો,
પ્રેમ ત્હારો કયાં ગયો;
માતા પિતા ભ્રાતા ભગિની
સુત દારાને ત્યજી,
ત્હારૂં જપંતો નામ હું
તુજ પ્રેમમાં ઘેલો બની. ૨

મ્હારો કરી મુજને ગણે
ત્હેની કરી દરકાર ના,

મ્હેં ફક્ત ત્હારે માટ
ત્યાગ્યા ભોગ સૌ સંસારના,
દિલબર દગો દેઇ હવે
શાને જુદાઇ તું કરે,
અમૃત તણો પ્યાલો બતાવી
ઝેર મુખમાં કયમ ધરે. ૩

જાણ્યો જુઠો તુજ પ્રેમ મ્હે
અતે ઠગાયો હું અરે.
પડિયો પતંગ બની અજાણે
દીપ શીખા પર ખરે;
તું પારધીના ગાનમાં મૃગ
પેર હું મોહિત થયો,
ફીટકાર ત્હારા પ્યારને
મુજ દેહ દગ્ધ થઇ ગયો. ૪

## —ઃસ્વકીયા પ્રેમઃ—



### કવાલી.

હતો પ્યાસી ઘણા દીનો,
સદાનો પ્રેમ કરવાને;
પ્રભુએ પાર પાડી તે,
હમેશાં સુખ ધરવાને. ૧

કંઇ આશા નિરાશામાં,
ઘણાં ગોથાં ખવાડીને;
પછીથી સુખમાં રહેવા,
દીધી સાથે રમાડીને. ૨

મળી છે પૂર્વના પૂણ્યે,
ગુણીને રૂપની પુરી;
રમાડું પ્રેમથી એને,
ખરી તે નેમની પુરી. ૩

ઘણી સાદી ઘણી મીઠી,
મોંઠી વાણી મીઠી વાતો;
મને તો એ ગમે છે બહુ,
હમેશાં સુણવા વાતો. ૪

રહ્યો હું સાથ જ્યાં સુધી,
નહિં જુદુ થવા ગમતું;
પરંતુ ફરજ અદા કરવા,
આખરે આ દિલતો ભમતું. ૫

ગયો છોડી તને વ્હાલી,
નયનમાં આસુંડાં જોઇ;
મને એ સ્થીતીમાં જોજે,
નથી અહીં અન્યતો કોઇ. ૬

મણુ કયારે કરૂં વાતો,
તને નિરખી નયનથી હું;
સુખી થાઉં ફરી હુંતો,
કરે દિલ આવવા જ્યાં તું. ૭

નથી કંઇ સુજતો રસ્તો
હૃદયના દુઃખને મારૂં:
રડું કે હું હસું તોયે,
ન ભુલું અહિં સ્મરણ ત્હારૂં. ૮

પળે પળને રગે રગમાં
મ્હને વિયોગ સાલે છે:
ન સમજે તું કદી ઘેલી,
પતી તારો મહાલે છે. ૯

મને સૌ મશ્કરી કરતાં,
નહિં છુપાય આંસુ જો.
છતાં તે સહુ સહન કરતાં
તહારે કાજ સામુ જોઇ. ૧૦

નહિ સમજાય કે તુજ દિલ,
કઇ રીતે શકુ જાણી:
મને ત્હારો પરિચય શું,
નથી જોઇ તને નાણી. ૧૧

ગમે તે હો છતાં હું તો,
બન્યો છું પ્રેમનો બંદો;
ખરેખર તાહરે કાજે,
ફસ્યો છું ઇશ્કના ફંદે. ૧૨

ગુણીની ધાકમાં હું તો,
દબાઉં છું ઘણો વહાલી;
તને શી રીતથી મળવું,
હવે તો રાંકડી કાલી. ૧૩

સદાનો દાસ થૈને હું,
કબુલી તાતની સેવા;
રજા માગી તને મળવા,
લગાવીશ યુક્તિઓ એવી. ૧૪

નહિ ભુલી ભૂલાયે તું;
નહિં વિસરાય તું વ્હાલી,
મને તો યાદ આવે છે,
મધુરી વાણી તુજ કાલી. ૧૫

જવા જ્યારે થયો તૈયાર,
નયનમાં ઢાળિયાં આંસુ,
મને સાલે ખરે દીલમાં;
કરૂં છુ પ્યારી અહી આંસુ. ૧૬

હૃદયના વેગને રોકી બળે,
થઇ ખાખ આ દીલજો,
અધીરો આવવા પાસે,
પ્રીયા તૈયાર હું થાતો. ૧૭

---

કવાલી.

કહેશે શું સ્નેહની બાજી,
જુગારી ખેલતાં લાજે;
લગારે ના કરે પરવા,
છતાં શા માટ જઇ નાચે ૧

રહી આશા મહી પૂરા,
તજી અંતર નીરાશાને;
જતી બાજી જવા ચ્હાતા,
હશે કેવી એ આશામાં. ૨

સ્મરણુ સ્નેહી તણું થાતાં,
મઝા મસ્તાન થઇ માણે:
ગણી દીલ માંહી પ્યારો કે,
અકારો તે નહિ જાણે. ૩

પ્રભુની શી હશે મરજી,
કર્યો છે ખેલ કેવા આ;
દીધું અંતર લીએ નાહીં,
દીએ કોઇ બીજે જાવા. ૪



## કવાલી.

નથી જોઇ નથી જાણી,
છતાં એ નેહડો લાગ્યો;
ગુણી કે રૂપવંતીનું
ગણીને કેડલો લાગ્યો. ૧

હજુ અંતર ઘણું અંતર,
ગણ્યું અંતર સદાને મેં;
છતાં દીલ આ ન રોકાયે,
લગાવી શી ભભુતી ત્હેં. ૨

જગાવી જ્યોત પ્રીતીની
બાળીને ભસ્મ કરવાને;
પરંતુ વજ્રનું દીલ આ
નહિં લલચાઇ ઠરવાને. ૩



## હરિગીત.

આશા રહી હૃદયે ઘણી,
જાણી નહિં જણવી નહી;
દીલમાંહી કારી લાગતા
ઘાયે રૂઝાતા નહિં અહી.
સમજ્યો નહિ દીલ સખ્ત
એનું મેલું દેખાયે નહિં;
તજવી નીરાશા અંતરે
મુખથી ન બોલાયે કંઇ, ૧

દીલ ખોલીને બતલાવતાં
ભેદો ઊઘાડા થૈ જતા;
છૂપાવતાં દુખ થાય છે
વિધવિધ તરંગો વહી જતા.

નયનો મહિં જાદુ ભર્યું
સામું થતાં શરમઇ જતી;
દીલમાંહી આશ સમાઇ જાતાં
શાન્તિ અહિં કંઇ ના થતી. ૨

માગું હું આમર સુખથી
નમણો થઇ હું જાચું શું;
એ જાચતાં શું આવશે
વ્હેમે ફરચો પસ્તાઉ છું.
જ્યાં અંતરે રગરગ મહીં,
વસીને ફસાવ્યું દીલને;
ત્યાં માગતાં શી શર્મ છે,
શાને કરૂં હું ઢીલને. ૩

## સવૈયા એકત્રીશા.

મસ્ત થઇ મદમાતી બની,
હસી મંદ મને લલચાવતી ભોળી;
નિજ અંતર ભાવ બતાવી કદી,
શરમાઈ જતી જયમ નૂતન ગોરી
આંખ કરી અણિઆળી રૂપાળી,
કદી કદી રેશ કરી હસતી તે;
અંતર નેહ ઘણો મુજ ઉપર,
ત્હોય મ્હને હરનીશ સતાવે. ૧

મુખ મને હસતું ગમતું
દીલ ફાવતું બોલવું તેનું સદ.યે;
વાત કરી મીઠડી મન ઠારતી,
રીશ કરૂં તો હું તોય હસાવે.
વાત કદી ગણુગારતો હું નહિ,
ફંદ કરી વીધવીધ ફસાવે;

આખર થાકી હું હારી જતો,
નિજ અંતર સત્વર ભેદ છૂપાવે. ૨

પ્રીતીની રીત ઘણી સમજે,
નિજ દેહ પતી થકી એ સમજે છે;
લાડી કરી છણુકો કરી આવી,
જતાં દીલ મ્હેકી પછીથી રીઝે છે.

વાણી ઘણી દીસતી અતી કોમળ
પ્રેમ ભર્યુ નહિં અંતર ઘેલું:
વસીને હૃદયે પ્રીય એ મન ભાવતી,
બોલે અતિ ઘણું કાલુ એઘેલું. ૩



સારંગ.

વદન તારૂં છે રૂપાળુ
    તે એ મેં આજ નિહાળ્યું. વદન તારૂં૦
ગોરા ગુલાબી દીસે કપોળ આ,
    લલાટ ભવ્ય મેં ભાળ્યું. વદન૦ ૧
દાડમની કળી સમ દંત દિસંતા,
    શું સુંદીર બદન રૂપાળુ. વદન૦ ૨
કામણગારી કામણ કીધું,
    દીલડુ ચોર્યું તેં મ્હારૂ. વદન૦ ૩

---

નર—પ્યારી પ્રેમ તણો છું હું ભીખારી,
    નહિ યાચુ બીજુ કંઇ ભારીરે. પ્યા૦ટેક.
તમે હૈયાનો ઘુંઘટ ખોલો,

નારી—જાઓ પ્રેમની વાત ન બોલો. પ્યા૦ ૧

નર—પ્રેમ બાંધ્યા (૨) વગર ક્યાં ચાલ્યાં.

નારી—મુકો મુકોને શીદ ચિર ઝાલ્યાં, પ્યા૦ ૨
માગી માગી આવું શીદ માગ્યું.

નર—તેમાં તમને શું મહું લાગ્યું. પ્યા૦ ૩
વાગ્યાં વાગ્યાં (૨) પ્યારી પ્રેમ બાણ:
માટે માગ્યો મેં પ્રેમ સુજાણ પ્યા૦ ૪

---

ઉદ્યાન છે આ પ્રેમનો,
પ્રિયતમ વિના માળી નહિં:
ફુલ પ્રેમનું કરમાય છે,
એ બાગમાં જો ત્યાં નહિં.

---

પદ (આશાવરી.)

માનવી ફોગટ તું શીદ ફુલે,
    માયાના બંધનમાં જઇ ડુલે. માનવી૦ ટેક.
ગર્વ નથી ટકયો કોઇ કોઇનો
    પડયો રાવણ એ ભૂલ્યે;
વ્યર્થ મઝા તું શીદ માને છે,
    બેશી પવન હિંચોળે. માનવી૦ ૧
બાવળ કેરાં બીજ વાવીને
    અમૃત આમ્ર ફળો કયમ ફળે;
કરણી તેવી પાર ઉતરણી
    વાવ્યું હોય તે લણે. માનવી૦ ૨
સ્વર્ગિય સુખની લ્હાણુ તુજને,
    મળશે નહિં વણુ મૂલે;
તૂટયું ના'વ તરવાનું ત્હારૂં,
    આમ તેમ તું ઝુલે. માનવી૦ ૩

# પતિ પત્ની પ્રેમ.

---

## તોટક.

થતાં તેજ રવીનું અસ્ત અરે,
રજની નિજ રાજ્યનો દંડ ધરે:
નભમાં સખી ચંદ્ર પ્રકાશી રહે,
અવનીપર શીતળ રશ્મિ રમે. ૧

ઘડી એક પ્રહર રજની વિતતાં,
ઘરકામ ણુકી નિવૃત્ત થતાં:
શશિ કીર્ણ પ્રકાશે જેમ અતિ,
પ્રસરે મુજ અંગમાં એમ રતી. ૨

સમજુ નહિં પ્રેમ શું વસ્તુ હશે,
મમ દીલ છતાં પિયુ દર્શ ચહે;
મર્યાદ તજી મમ સાસુ તણી,
વિચરાય નહિ જરી કંથ ભણી. ૩

આજ્ઞા મળતાં મુજ સાસુ મુખે,
સખી સંચરી હું મમ શયન ગૃહે;
નિરખ્યા નહિં નાથ મંદિર વિષે,
મુજ અંતર ચેતન લેશ દિસે. ૪

મુજ નાથ છૂપાઇ રહેલ હતા,
કરવા મુજ હાસ્ય ઉરે ઇચ્છતા;
અમ સેજ સખિ હું સમારી રહી,
મંદ ચાલે અચાનક આવી જઇ. ૫
મમ નયન દબાવ્યાં હસ્ત વડે,
બની બાવરી હું સખી તેજ સમે

નિજ હસ્ત જરા વિમૂખ કર્યો,
પતિ નીરખી ઘુંઘટ હાથ ધર્યો. ૬

પિયુ સાગરને હું સરિત મળી,
પતિ ઉર રહ્યું હરખે ઉભરી;
હું મેમાનના તે મીજબાન બની
કરી અટકચાળે મેમાનગીરી. ૭

દઇ ચુંબન મુજ કપોળ પરે,
નિરખી મુજ સામું તે હાસ્ય કરે:
મુજ નેત્ર મિંચાઇ ગયાં શરમે,
ભોળવાઇ નાથ તણા ભરમે. ૮

અતિ વ્હાલ થકી પ્રીતિ પાઠ ભણી,
રસમાં રસબસ અતિ હુંજ બની;
વિધ વિધ ક્રીડા રમતો રમિયાં,
નિદ્રા અંકે વળતી વિરમ્યાં. ૯

---

## કવાલી.

અરે ઓ પ્રેમના ભોગી,
ગયો તું કયાં થઇ જોગી;
મુકી તવ કિકરી સૂની,
બનાવી પ્રેમમાં રોગી. ૧

દીધો છે ડંસ તેં મુજને,
ખરેખર પ્રેમનો સાચો;
કર્યો નહિં મ્હેં અરે ત્હેને,
ગણીને સર્વ તે કાચો. ૨

હિંસે છે બાગને મ્હેલો
અરે સૂનાં વિના ત્હારા;
ઘડી ના એક જાયે છે
રમે તું દીલમાં મ્હારા. ૩

સવૈયા.

આનંદ થાય મને હરનીશ,
સ્મરણે મન મસ્ત થઇ હું ડોલું,
વાત મ્હને મીઠડી ગમતી,
તુજ સાથ રહી નીરખું મુખ ભોળું.
લોક કહી બળતા અમ ઉપર
તો'ય હવે દીલથી ન છૂટાયે;
નીતિ થકી ભણી પાઠ કરી પ્રીતિ,
તો પછી દીલ ન કો હરખાયે. ૧
પરવા જરીયે અમને નથી જ્યાં,
અમ માત પિતા મન રાજી રહે જ્યાં;
લોક ભલે બકવાદ કરે,
શિર ફૂટી રૂપે સહેવાય નહિ ત્યાં.

ઉર્મી થકી વળી સ્નેહ ભરી
અમીથી ભરી વાત જહાં ઉચરાયે.
એક બીજા થકી દૂર થતાં
સુખ લાગ કદી નહિ તે વિસરાયે. ૨

મૂર્ખ કંઇ હસતા અમ ઉપર
કાંઇ છૂપા ફીટકાર કરે તો;
લેશ કદી નહિ તે ગણુતો
દીલને દીલદાર તણા ન કરે તો.
માન અને અપમાન તણી
પરવા નહી આ હૃદયે ગણુતો હું;
વ્હાલ થકી વસી અંતરમાં
પ્રીતી મંત્ર થઇ વશને ભણુતો હું. ૩



# પિતા પ્રેમ.

પિતાને પુત્રથી શું છે,
અધિક દુનિયામહીં પ્યારૂં,
કયું શિર છત્ર એવું છે,
પિતા સમ પુત્રને સારૂં.
મને વહાલો ઘણો તું છે
કહે નહિં વ્હાલમાં ન્યુનતા,
રંગેરંગમાં વસ્યો જ્યા તું
પછીથી શી રહી સુતના
પ્રભુની મ્હેરથી આપ્યો
મહારૂં અંગ જોવાને,
લડાવ્યો લાડમાં પ્રીતે
હૃદયનાં દુઃખ ખોવાને
પિતાને પુત્રની પ્રીતી
અજબ સંસારમાં વહે છે.

પરંતુ આ પિતા ત્હારો
ગજબ અધીરો બની રહે છે.

---

## સવૈયા બત્રીશા.

દેશ તજી પરદેશ રહે,
ઘણું કષ્ટ ખમી અપમાન સહે છે.
પુત્રને કાજ મુકી ધન દોલત,
આનંદથી મરવાનું ચહે છે:
સુખ અને દુઃખની દરકાર
કરે તલભાર નહિં દિલમાંહી,
વાત મહીં પણ ઉર્મી થકી
ગુણગાન કરે નિજ પુત્રનું જ્યાંહી. ૧
લાડ મહીં ઉછરે મુજ બાળક
વૃત્તિ હમેશ ખરેખર જોઇ,

ભુલ ગણે નહિ દીલ થકી
કદી ત્રાસ દીએ જઇ અન્યને કોઇ;
ભાગ્ય ફળે ભવ પૂર્વ થકી
પ્રભુના પરતાપથી ગુણી મળેજો,
કરી ચાકરી આકરી ભાખરી દે
દીલ તાપ અને સંતાપ ટળેજો. ૨

મૂઢ મળે બહુ દુઃખ દીયે
ધનમાલને આબરૂ ભેળી ખુએ છે,
જીંદગી આખી ખુવાર કરે
મરતાં લગી પોક મુકીને રૂએ છે;
પુત્ર કુપુત્ર તણા દુખનો
દવ અંતરમાં હરનીશ બળે છે.
પૂર્વ તણા સતકર્મ થકી
નીજ ઘેર સુપુત્ર તણું સુખ રે'છે. ૩

## હરિગીત.

મળતી ઘણી દોલત અને
જ્યાં આબરૂનો પાર નહિ.
પણ પુત્ર વિણ ફીકો રહે
દીલમાંહી રંજ ઘણો સહી;
મિત્રો મળે મન ભાવતા
તો'યે ન તૃપ્તિ કંઇ થતી.
ઘર આવતાં ગમતું નહિ:
જો છ ગળે વૈભવ અતી. ૧
સુનો સકળ સંસાર લાગે
પુત્ર વિણ તો તાતને,
ખાવું પીવું મન ના ગમે
રૂચે ન કરવી વાતને;
ઘડી એક થાતાં દૂર નયને
નીર આવે તાતને.

તેવા પિતાને દૂભવે
તે પુત્રને ધિક્કાર છે. ૨

---

દોહરા.

હાથે વાવ્યું આંગણે ફળ આશાએ ઝાડ,
પ્રીતે પાળી પોપીને ઉત્તમ કીધી વાડ.
બીજ અકારૂ નીવડયું કાંટાનો નહિ પાર,
ઉત્તમ ફળ નવ સાંપડયું દાઝયું દીલ અપાર.

---

કદી જો નાગ કાળાને,
ઉછેરો દૂધ પાઇને,
છતાં પણ વિષની જ્વાળા,
જરાપણ શાન્ત ના થાશે. ૧

---

# પુત્રેચ્છા.

---

## હરિગીત.

મુજ બારણે નથી પારણું
તે કારણે સોગો તજ્યા,
કંકર ગણ્યા શંકર સમા
દેવો ગણી પત્થર પુજ્યા:
જો બાળ રમતું હોય આગળ
વ્હાલથી ખોળે લઇ,
ક્યારે રમાડું કરગથી
સંસાર દુઃખ ભુલી જઇં. ૧



# ક્ષણિક પ્રેમ.

---

## હરિગીત.

આશા હતી મળવા તણી,
જાણે હશે કેવી પરી,
ઉત્સુક રહ્યો જોવા તણો,
જે સમયથી શ્રવણે સુણી;
ગુલતાન હું એ તાનમાં,
મસ્તાન મન રહેતો સદા,
ક્યારે મળુ એવા વિચારે,
જાન થઇ જાતો ફીદા. ૧

વાતો કરૂં ભેટુ અને,
દીલદાર નેહ કરૂં ઘણો,

મન શાન્ત ક્યારે હું કરૂં,
લાવો લઉં હું તે તણો:
અંતે મળી ગઇ બ્હાવરી,
નીરાશ હું તેમાં થયો,
શા માટ ખોવા લાજ હું,
આ રૂપ પર મોહિત થયો. ૨

જે અંગનું કે રૂપનું,
કે ઠામ ઠેકાણું નહીં,
કદરૂપ જોતાં શરમથી,
ધીટ્કાર છુટે છે અહીં:
આંખો સુજેલી છે અને,
હોઠો ફુલેલા લાગતા,
વાંકાં રહ્યાં નસકોરડાં,
દેખી થતી મનમાં ઘૃણા. ૩

છે એક ઉંચો ગાલને;
બીજો ગયો નીચે વળી,
એ રૂપ જોતાં બાળકો,
શેરી તણાં જાશે છળી:
ઘેલી બીચારી પ્રેમને,
પંથે પડી ક્યાંથી હશે,
એ દુર્મુખીથી પ્રેમ કરવા,
કોણ ઘેલો થઇ જશે. ૪

દેખી નહોતી ત્યાં સુધી,
હું પ્રેમમાં ઘેલો હતો.
નજરે નિરખવાને અધીરો,
રોજ તત્પર થઇ જતો.
તે આજ નજરે ન્યાળતાં,
મનની ગતી ઉલટી થઇ:
એ મોહ પલટાઇ ગયો.
પ્રભુની કૃપા પૂરી થઇ. ૫

મીથ્યા વખાણે મોહથી,
મુજ હસ્ત આપ્યો હોત મ્હેં:
તો થાત શી મ્હારી ગતી,
આ જીંદગી ખારી થતે:
ઉપકાર માનું હું પ્રભુનો,
યોગ આજ મળી ગયો,
અવતાર આ એળે જવાનો,
કાર્યથી છૂટો થાયો. ૬

---

મધુરી પ્રેમની મુર્તી,
ગઇ તું કયાં અરે ઉડી:
બાંધીને પ્રેમ તંતુથી,
દશા આ શી કરી ભુંડી. ૧
પુર્યો મ્હેં પ્રેમ પીંજરમાં,
હ્રદયના પ્રેમી પોપટને:
ઘટેના આમ તરછોડી,
જલું અંતે દગો દઇને. ૨

# પ્રભુ દેવ કોટયર્કને સ્મરો.

## હરિગીત.

ઓ સુજ્ઞ જ્ઞાતીબંધુઓ,
જાગી જુઓ જાગી જુઓ,
રાવણ તણા લઘુ ભ્રાતની,
નિદ્રા વિષે શીદને સુઓ;
આવ્યો સમય બારીક ઘણો,
વિચારી શુભ પગલાં ભરો,
જ્ઞાતી તણા હિત કારણે,
પ્રભુ દેવ કોટયર્કને સ્મરો. ૧

અંધકાર પ્રસરાયેલ દીસે,
જ્ઞાતી મહિં અજ્ઞાનનું,
અર્પો પ્રકાશ એ તિમિરને,
શુભ જ્ઞાનના દીપક તણું;

બલિદાન આપી સ્વાર્થનું,
પરમાર્થના પંથે પળો,
જ્ઞાતી તણા હિત કારણે,
પ્રભુ દેવ કોટયર્કને સ્મરો. ૨

આધાર આપણ ઉન્નતીનો,
બાળ કેળવણી થકી,
પ્રસરાવશે સૌરભ બધે,
વિદ્યા અનિલ માનો નકી;
રે બાળ કેળવણી તણાં,
કાર્યો નવિન કંઈ આદરો,
જ્ઞાતી તણા હિત કારણે,
પ્રભુ દેવ કોટયર્કને સ્મરો. ૩

નીજ બાળને નાની વયે,
આપો ન લ્હાવા લગ્નના,

ગણુશો ન લ્હાવા લગ્નના,
પણુ છેજ હડ્ડાળા અગ્નિના;
સદ્ભાગ્યવંતાં બાળ થાવા,
બાળ લગ્નો પરહરો,
જ્ઞાતી તણા હિત કારણે,
પ્રભુ દેવ કોટયકંને સ્મરો. ૪

સુરભી સમી છે બાળકી,
વિક્રય કદી કરશો નહિં:
કાપો કુધારા જ્ઞાતીના,
હરનીશ સુસંપે રહી;
સૌ ઉન્નતી શૃંગે જવા,
જય ધ્વજા કરમાંહિ ધરો;
જ્ઞાતી તણા હિત કારણે,
પ્રભુ દેવ કોટયકંને સ્મરો. ૫

વિદ્યા કળા કૌશલ્યમાં,
રિદ્ધિ અને સિદ્ધિ વસે;
સાફલ્યતા તમ જીવનની,
નિજ જ્ઞાતિ સેવામાં દીસે;
રણછોડ કેરા પુત્રની,
આ દીન વિનંતી સાંભળો;
જ્ઞાતી તણા હિત કારણે,
પ્રભુ દેવ કોટયર્કને સ્મરો. ૧

નિર્જળા એકાદશી. } રમણ.
નડીઆદ.



# સમિર સંદેશ.

---

## શિખરણી.

અરે મીઠા વાયુ,
ગતિ કરીં ઘણી કયાં વહીં જતો,
દયા આણી દીલે,
વિરમ વિર વ્હાલા જરિકતો;
કહું હું જે આજે,
શ્રવણ કર મ્હારા હૃદયના,
ઉંડા જે ઉદ્‌ગારો,
તુજ સમિપ ભ.ખુ સહુ યથા. ૧

શિળી લ્હેરોમાં તું,
સમિર મુજ સંદેશ ધરિને,
જણાવી દે સૌને,
નગર વન સર્વત્ર ફરિને;

સુતા બંધુ મ્હારા,
    નિડર થઇને ઘોર તિમિરે,
જગાડી તે સૌને,
    શિતળ તુજ લ્હેરે બળ વડે. ૨

કહે–કે જાગોને,
    ભરત ભૂમિ સંતાન સરવે,
સુતા શુ નિદ્રામાં,
    રવિ કિરણ આવ્યાં શિરપરે;
ઘણું ઉંઘ્યા ઘોર્યા,
    અધિક અથડાયા રજનીમાં,
છતાં શે સુતા છો,
    બનિ અધિક એદી અવનિમાં. ૩

જુઓ જાગ્યા સર્વે,
    પ્રબળ પુરૂષાર્થો કરિ રહ્યા,
તમે એદી જેવા,
    હજી પણ નિરાંતે સુઇ રહ્યા;

તમારા પૂર્વના,
 પુરવજ તણાં કર્મ નિરખો,
હતા કેવા તે તો,
 અતુલ બળશાળી અવનિમાં. ૪

અરે જે ભૂમિમાં,
 રઘુકુળ માણી રામ જન્મ્યા,
અને જ્યાં શ્રીકૃષ્ણે,
 પ્રબળ પુરૂષાર્થે કરી લિલા;
વળી ભિષ્મે દ્રોણે,
 કરણ અરજુને ભડ ભિમે.
દિપાવી ભૂમિને,
 સમર મખમાં દેહ ધરિને. ૫

થવા તે વીરોના,
 તનુજ, સહુ દાવો કરી રહ્યા,

છતાં ઉંઘો છો તે,
    નિરખી મુજ દીસે થતિ ઘૃણા;
સિધાવે છે લક્ષ્મી,
    દિન દિન પ્રતી દેશ તજીને,
તમે જોતા આંખે,
    પણ નવ ઉઠો કેડ કસિને. ૬

તમારી લક્ષ્મીથી,
    અવરજન આનંદ કરતા,
તમે કંગાલીમાં,
    દિન દિન હિસો છેક ગળતા;
ઉઠીને ઓ વીરા,
    પ્રબળ પુરૂષાર્થો કરી કરી,
નિવારો શિઘ્રેથી,
    ભરતભૂમિનાં દુઃખ કળથી. ૭

મચીને ઉદ્યોગે,
　　પરઘર જતી લક્ષ્મી પકડો,
યશસ્વી સંતાનો,
　　ભારતભૂમિને આપણી કરો;
કહી આ સંદેશો,
　　સમિર મુજ બંધુ સકળને.
અમારી નિદ્રાને,
　　અધિક દુર દેશે લઇ જજે. ૮



## માતૃભૂમિ નડિયાદ.

( આશાવરી. )

અમારી માતૃભૂમિ નડિયાદ.
દિપાવ્યો દેશ ભલો ગુજરાત. અમારી. ટેક.

ગોવર્ધન મણિ બાલ અને,
દોલતસમ દોલતરામ,
હરિદાસ વળી ઝવેરીલાલ,
જ્યાં જન્મ્યા મનસુખરામ. અ૦ ૧

કવિવર ને સાક્ષર કહેવાયા,
કર્યાં અમર નિજ નામ,
સરસ્વતિ માત તણી આશિષે,
સાહિત્ય કેરૂ ઠામ. અ૦ ૨

વૈષ્નવના આચાર્ય અનિરૂદ્ધ,
ગોસ્વામી સંતાન,

ભાવિક ને સૌ ભક્ત જનોથી,
પામે છે સન્માન. અ૦ ૩

સંતરામનો સંત સમાગમ,
શાન્ત કરે મન કામ,
નારાયણનું મંદિર મોટું,
સ્વર્ગસમુ સુખધામ. અ૦ ૪

નિરાધારના રક્ષણ માટે,
શોભે સુંદીર સ્થાન,
અનાથને આશ્રમમાં પાલવે,
થાય પૂણ્ય ને દાન. અ૦ ૫

વનિતાનો વિશ્રામ દિસે જે,
ધરે લલીતા નામ,
સર્વ સ્રીઓ વિશ્રામે જઇને,
પામે ઉત્તમ જ્ઞાન. અ૦ ૬

મોહન મહાત્મને મોહજ લાગ્યો,
આવી વસ્યા આઠાર,
સત્યાગ્રહનાં શસ્ત્ર થકી કરી,
કૃષિકારની વ્હાર. અ૦ ૭

વિદ્યા અને કૌશલ્ય કળામાં,
ભીડે મ્હોટી હામ,
વ્યાપારે વખણાય બધે આ,
રૂડું અમારૂ ગામ. અ૦ ૮
રાજ્ય કીધું પુરૂષોત્તમ ભૂમિધરે,
નટપૂરથી ઉપનામ,
ધન્ય ધન્ય એ માતૃભૂમિને,
રમણના સહસ્ત્ર પ્રણામ. અ૦ ૯

તા. ૧૬-૧૦-૧૮
મુંબઈ. વિજયા દશમી.

રમણ.

